# मुंबाईइलाकानी भूगोळविद्या.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

पुरूषोत्तम काहानजी गांधी.
લીંબડી,—કાઠિયાવાડ.

આવૃત્તિ ત્રીજી.



અમદાવાદ
યુનાઈટેડ પ્રિન્ટીંગ અને જ૦ એ૦ કંપની 'લિમિટેડ"
ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૪૧. — સન ૧૮૮૪.



કિમ્મત બે આના.

૨૫૯૦

# મુંબાઈ ઇલાકાની ભૂગોળ વિદ્યા.

**મુંબાઈ ઇલાકાની સીમા**—ઉત્તરે બલુચીસ્તાન તથા બાવલપુર સંસ્થાન; પૂર્વે રજપૂતસ્થાન, માળવા, મધ્ય પ્રાંતો, હૈદ્રાબાદનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો; દક્ષિણે મહીસૂર પ્રાંત; અને પશ્ચિમે બલુચીસ્તાન અને અરબી સમુદ્ર છે.

**ભાગ**—૧ સિંધ; ૨ કચ્છ; ૩ ગુજરાત; ૪ મહારાષ્ટ્ર, એમાં દક્ષિણ તથા કોકણ એ બે છે; ૫ દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા.

## "૧" સિંધ.

| ભાગ. | મુખ્ય શેહેર. |
|---|---|
| ૧ સિંધનો ઉપલો સરહદનો મુલક. | જેકબાબાદ. |
| ૨ શિકારપુર જિલ્લો. | શિકારપુર. |
| ૩ હૈદ્રાબાદ જિલ્લો. | હૈદ્રાબાદ. |
| ૪ કરાંચી જિલ્લો. | કરાંચી. |
| ૫ થરપારકર. | ઉમરકોટ. |
| ૬ ખૈરપુર સંસ્થાન. | ખૈરપુર |

## "૨" कच्छ.

| | |
|---|---|
| ૧ કચ્છ. | ભૂજ. |

## "૩" गूजरात.

| | |
|---|---|
| ૧ સૂરત જિલ્લો. | સૂરત. |
| ૨ ભરૂચ જિલ્લો. | ભરૂચ. |

| | |
|---|---|
| ૩ ખેડા જિલ્લો. | ખેડા. |
| ૪ પંચ મહાલ. | ગોધરા, દાહોદ. |
| ૫ અમદાવાદ જિલ્લો. | અમદાવાદ. |
| ૬ કાઠિઆવાડ એજન્સિ. | રાજકોટ. |
| ૭ પાલણપુર એજન્સિ. | પાલણપુર અને ડીસા. |
| ૮ મહીકાંઠા એજન્સિ. | સાદરા, ઇડર. |
| ૯ રેવાકાંઠા એજન્સિ. | નાંદોદ, બારીઆ ને લુણાવાડા. |
| ૧૦ ગાયકવાડનો મુલક. | વડોદરા. |
| ૧૧ ખંભાત સંસ્થાન. | ખંભાત. |
| ૧૨ પંચમહાલ એજન્સિ. | નારૂકોટ. |
| ૧૩ સુરત એજન્સિ. | વાસંદા, ધરમપુર, સચીણ. |

## "४" महाराष्ट्र. "મુંબાઈ બેટ બાદ કરતાં"

## "अ" कोकण.

| | |
|---|---|
| ૧ થાણા જિલ્લો. | થાણા. |
| ૨ કોલાબા જિલ્લો. | અલીબાગ. |
| ૩ રત્નાગીરી જિલ્લો. | રત્નાગિરી. |
| ૪ જવાર સંસ્થાન. | જવાર. |
| ૫ જંજીરા સંસ્થાન. | જંજીરા. |
| ૬ સાવંતવાડી સંસ્થાન. | સાવંતવાડી. |

## "ब" दक्षिणप्रांत.

| | |
|---|---|
| ૧ ખાનદેશ જિલ્લો. | ધુળીઆ. |

| | | |
|---|---|---|
| ૨ | નાશિક જિલ્લો. | નાશિક. |
| ૩ | અહમદનગર જિલ્લો. | અહમદનગર. |
| ૪ | પુણા જિલ્લો. | પુણા. |
| ૫ | સતારા જિલ્લો. | સતારા. |
| ૬ | સોલાપુર જિલ્લો. | સોલાપુર. |
| ૭ | ખાનદેશ એજન્સિ. | |
| ૮ | પેંઠ સંસ્થાન. | પેંઠ. |
| ૯ | અકલકોટ સંસ્થાન. | અકલકોટ. |
| ૧૦ | સતારા જાગીર. | ભોર, ફલટન, ઔંધ, અને જત. |

## "૯" दक्षिण महाराष्ट्र. अने उत्तर कानडा.

| | | |
|---|---|---|
| ૧ | કલાદગી જિલ્લો. | કલાદગી. |
| ૨ | બેલગામ જિલ્લો. | બેલગામ. |
| ૩ | ધારવાડ જિલ્લો. | ધારવાડ. |
| ૪ | ઉત્તર કાનડા જિલ્લો. | કારવાડ. |
| ૫ | કોલાપૂર સંસ્થાન, | કોલાપૂર. |
| ૬ | સાવનુર સંસ્થાન. | સાવનુર. |
| ૭ | દક્ષિણ મરાઠા જાગીર | સાંગલી, જમખિંડી, મીરજ, કુરૂંદવાડ, મુધોળ ને રામદુર્ગ. |

## मुंबाइ इलाकानां मुख्य देशी राज्यो.

"૧" સિંધ.

૧ ખેરપુર. ૨ ખંભાત.

"૨" કચ્છ. ૩ ભાવનગર.

૧ કચ્છ.

"૩" ગુજરાત.

૧ વડોદરા.

૪ જુનાગઢ.

૫ જામનગર.

૬ ઈડર.

૭ પાલણપુર.

૮ નાંદોદ વગેરે વગેરે ઘણાં છે.

"૪" મહારાષ્ટ.

૧ કોલાપુર.

૨ અકલકોટ.

૩ પેઠ.

૪ સાવનૂર.

"૫" કોકણ.

૧ જવારા.

૨ જંજીરા.

૩ સાંવતવાડી.

**મોટી નદીઓ**—સિંધુ, ભાદર, શેત્રુંજી, બનાસ, સરસ્વતિ, સાબરમતી, મહી, વિશ્વામિત્રી, ઢાઢર, નર્મદા, તાપી, ગોદાવરી, ભીમા, કૃષ્ણા, મેશ્વો, વાત્રક, કીમ, સીના, નીરા, મૂળામુઠા, પાંજરા.

**પર્વત**—પબૂ, ગીરનાર, શેત્રુંજો, આરાસુર, આબુ, પાવાગઢ, સાતપુડો, સંહાદ્રી અથવા પશ્ચિમ ઘાટ, ચાંદવાડ.

**બંદર**—કરાંચી, માંડવી, દ્વારકાં, પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવબંદર, જાફરાબાદ, ભાવનગર, ઘોઘા, વોલેરા, ખંભાત, ભરૂચ, સુરત, વસઈ, મુંબાઈ, રાજાપુર, વિજયદુર્ગ, ગોવા, કારવાડ, હોનાવર વગેરે છે. એઓમાં કરાંચી, મુંબાઈ અને કારવાડ એ સૌથી સરસ છે.

**બેટ**—બેટ, દીવ, ઓપનાથ, પીરમ, શિયાળ, મુંબાઈ, વસાઈ, ધારાપુરી, કરંજે, સાષ્ટી.

**જાત્રાનાં ઠેકાણું**—હીંગળાદ, નારાયણસર, કોટેશ્વર, દ્વારકાં, બેટ, ગીરનાર, પ્રભાસપાટણ, શેત્રુંજો, ડાકોર, બહુચરાજી, અંબાજી, શામળાજી, સિપુર, વડતાળ, શુક્લતીર્થ, ચાણોદ, કન્યાળી, નાશિકત્રિંબક, પંઢરપુર એ હિંદુ લોકનાં, અને ઉદવાડા એ પારસીલોકનું જાત્રાનું ઠેકાણું છે.

**પવિત્ર નદીઓ.**—સિંધુ સરસ્વતિ, સાબરમતિ, નર્મદા, તાપી, ગોદાવરી વગેરે.

**હવા ખાવા લાયક જગ્યાઓ.**—કચ્છમાંડવી, બાલાચડી, ગોપનાથ, ટુંગાર, પુરંધર, ખંડાળા, મહાબળેશ્વર, માથેરાન, અને નીલગીરી.

**ફીરંગીનાં સંસ્થાન.**—દીવ, દમણ, ગોવા.

**હબશીનાં સંસ્થાન.**—જાફરાબાદ. જંજીરા; એ ખંડણી આપતા નથી.

**દ્વિપકલ્પ.**—કાઠિઆવાડ.

**ભુશિર.**—જગતપોઇંટ, દીવ, રામસ.

**અખાત.**—કચ્છનું અખાત અને ખંભાતનું અખાત.

## मूख्य नदीयो उपरनां शेहेरो.

**૧ સિંધુ**— (હિમાલય પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે.) એનાપર સક્કર, બક્કર, હૈદ્રાબાદ, ઠઠ્ઠા, કરાંચી, શીકારપુર, મીયાણી, અને કોત્રી છે.

**૨ ભાદર.** (મદાવુંના ડુંગરમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે.) જસદણ, કુતીઆણુ, જેતપુર, નવીબંદર.

| | | |
|---|---|---|
| ૩ શેત્રુંજી. | (ગીર પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે.) | ધારીપાલીટાણા, તળાજા. |
| ૪ બનાસ. | (શીરોઈના ડુંગરમાંથી નીકળી ને કચ્છના રણને મળે છે.) | ડીસા, રાંધણપુર. |
| ૫ સરસ્વતી. | (શીરોઈના ડુંગરમાંથી નીકળી ને કચ્છના રણને મળેછે.) | સિદ્ધપુર. |
| ૬ સાબરમતી. | (મહીકાંઠાના પહાડમાંથી નીકળી ને ખંભાતના અખાતને મળેછે.) | સાદરા, અમદાવાદ. |
| ૭. મહી. | (માળવાના ડુંગરમાં નીકળીને ખંભાતના અખાતને મળેછે.) | લુણાવાડા ખંભાત. |
| ૮ વિશ્વામિત્રી. | (રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળીને ઢાઢરને મળે છે.) | વડોદરા. |
| ૯ ઢાઢર. | (રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.) | ટંકારીઆ. |
| ૧૦ નર્મદા. | (સાપુડામાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.) | ચાણોદ, કુબ્જી, નાંદોદ અને ભરૂચ. |
| ૧૧ તાપી. | ( સાતપુડામાંથી નીકળીને આરબીસમુદ્રને મળે છે.) | બુરાનપુર, બોધા, રાંદેર, માંડવી અને સુરત. |
| ૧૨ ગોદાવરી | (સંહ્યાદ્રીમાંથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળે છે.) | નાશીક. |
| ૧૩ ભીમા. | (સંહ્યાદ્રીમાંથી નીકળીને કૃષ્ણા નદીને મળે છે.) | પંઢરપુર. |
| ૧૪ કૃષ્ણા. | (સંહ્યાદ્રીમાંથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળે છે.) | જમખંડી, કમળાપુર, સતારા. |

૧૫ પાંજરા. (સંહ્યાદ્રીમાંથી નીકળીને તાપી નદી ને મળે છે.) ધૂળીઆ.

૧૬ મૂળામૂઠા. (સંહ્યાદ્રીમાંથી નીકળીને ભીમાને મળેછે.) પૂના.

૧૭ સીના. (સંહ્યાદ્રીમાંથી નીકળીને ભીમાને મળેછે.) અહમદનગર.

---

**કચ્છના અખાતને મળનારી નદીઓ—આજી.**

**કચ્છના રણને મળનારી**—મચ્છુ, ફુલકુ, બાંભણ, બનાસ, સરસ્વતી.

**અરબી સમુદ્રને મળનારી**—સિંધુ, ભાદર, તાપી.

**ખંભાતના અખાતને મળનારી**—સાબરમતી, મહી, ઢાઢર, કીમ, નર્મદા, શેત્રુંજી, સુખભાદર.

**બંગાળાના ઉપસાગરને મળનારી**—ગોદાવરી, કૃષ્ણા.

## નદીઓનોસંગમ.

કાવેરીને અંબોકા તથા અરેરા મળે છે.

સાભરમતીને—વાત્રક, મોગાવો, હાથમતી અને ખારી. વાત્રકને મેશ્વો, શેઢી અને માજુમ.

શેઢીને—મોહોર અને લૂણી.

નર્મદાને—ઉમરાવતી.

તાપીને—પૂર્ણા, પાંજરા અને ગિરણા.

ઢાઢરને—વિશ્વામિત્રી.

ભીમાને—સીના. નીરા અને મૂળામુઠા.

કૃષ્નાને—ભીમા, પંચગંગા અને તુંગભદ્રા, ઘટપ્રભા મલપ્રભા, વારણા.

## वखणाएली बस्तवाळां शेहेर.—

હદ્રાબાદ—સોનેરી ભરત. ભૂજ—સોના રૂપાનો ઘાટ તથા ભરત. કચ્છ અને કાઠિઆવાડના ઘોડા. નવાનગર—કંકુ, બાંધણી, બંદુક. પ્રાંત કાઠિઆવાડ—કાંબી. ચોરવાડ ને પુના—નાગરવેલના પાન. ઝાલાવાડ—ઝુંમણાં. ભાલ—ઘઉં. માંગરોળ—સોપારી. ધોલેરા ને ધારવાડ રૂ. શિહોર, પુના, નાશિક—તાંબા પીતળનાં વાસણ. અમદાવાદ—રેશમી કાપડ. પાટડી—વડાગરૂં મીઠું. પાટણ—પટોળાં, સુડી, માટીનાં વાસણ.

વિજાપુર ( કડી પ્રગણાનું )—અફીણ.

કડી પ્રગણું—બળદ. પેથાપુર—બાંધણી, વાગડીઆં, સાડી, બંદૂક. કપડવંજ—કાચ, સાબુ. આમોદ—દેશી ચપ્પુ. સુરત—બરફી. ખંભાત— સુતરફેણી, અકીકના પથ્થર. આત્રસુંબા—લોઢાની છરીઓ. પેંઠ—પાઘડી. રેવાકાંઠો—કાટ. થાણા—અઓટીઆં ભરૂંડા—પથ્થર. બુરાનપુર—શેલાં. લીંબડી—સૂડીઓ.

## बेवडां नाम.

દેવળગામ—કરાંચીબંદર. નગરઠઠ્ઠા—બ્રાહ્મણબાદ. કાઠિઆવાડ—સોરાષ્ટ્ર. નવાનગર—જામનગર. સોમનાથ પાટણ—"પ્રભાસ" પાટણ. શેત્રુંજો==સિદ્ધાચળ, સિદ્ધગિરિ, વિમળાચળ, વિમળગિરિ. ભદ્રેસર—ભદ્રાવતીનગરી. કેરો—કપીલકોટ. અમદાવાદ—રાજનગર. સિદ્ધપુર પાટણ—અણહીલપુર પાટણ. માંડવી—રામપરબંદર.

વડોદરા—બરોડા. નર્મદા—રેવાજી.

સહ્યાદ્રી—પશ્ચિમ ઘાટ. ધરમપુર—રામનગર. સદાશિવગઢ—કા-

રેવાડ. સિંધુ—અટક ઈંડસ. પોરબંદર—સુદામાપુરી

## राजाओनी अटक.

કચ્છના રાવ. નવાનગરના જામ. જુનાગઢ રાધણપુર, ખંભાત, સચીનના નવાબ. પોરબંદરના રાણા. પાલણપુરના દીવાન. ભાવનગર, ઇડર, કોલાપુરના મહારાજ, વડોદરાના ગાયકવાડ.

**મુંબાઈ ઇલાકાની વસ્તી:**—૨,૫૫,૦૦,૦૦૦ માણસની છે. તેમાં આશરે ત્રીજો ભાગ દેશી રાજ્યની વસ્તી છે.

**લંબાઈ, પહોળાઈ.**—ઉત્તર દક્ષિણ લંબાઈ ૯૮૦ મૈલ, અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૬૭૦ મૈલ છે.

**પેદાશ:**—ઘઉં, બાજરો, જુવાર, કઠોળ, કપાસ, શેરડી, તમાકુ, અફીણ, ગળી, ગુંદ એ મુખ્ય છે.

**મુંબાઈ ઇલાકામાં** સૌથી મોટી નદી—સિંધુ.

શેહેર બંદર અને બેટ—મુંબાઈ. પર્વત—સંહ્યાદ્રી.

દેશી રાજ્ય—વડોદરા. અને જીલ્લો ખાનદેશ છે.

**આ ઇલાકામાં** ૫૩૪૩ નિશાળો છે, અને તેમાં આશરે ત્રણ લાખ સોળ હજાર નિશાળીઆ ભણે છે.

## ૧ सिंधप्रांत.

એમાં સિંધુ નદી આવેલી છે, તેથી એ પ્રાંતનું નામ સિંધુ પડયું છે. એના રેહેવાસી તથા ભાષા સિંધી કહેવાય છે.

**નદીઓ:**—સિંધુ નદી એમાંથી નેહેરો ખોદી ઘણે ઠેકાણે પાણી લઈ જાય છે. કારણ કે એમાં વરસાદ બહુ થોડો વરસે છે.

**પર્વતઃ**—૫૫.

**સિમાઃ**—ઉત્તરે બલુચીસ્તાનને પંજાબ, પૂર્વે જેસલમીરનું રણ ને રજપુતસ્થાનનાં દેશી રાજ્યો છે. દક્ષિણે કચ્છનું રણને અરબી સમુદ્ર છે, પશ્ચિમે હાલા ને સુલેમાનના પહાડ ને બલુચીસ્તાન છે.

**મોટાં શેહેરઃ**—હૈદ્રાબાદ એ રાજધાની છે તે સિવાય ખેરપુર એ ખેરપુર સંસ્થાનની રાજધાની છે. તે સિવાય શિકારપુર, કરાંચી, જેકબાબાદ, સકર, બકર, હાલા, લારખાના, કોત્રી, ઉમરકોટ, શાબંદર, નગરપારકર, ઠઠ્ઠા, મિઆની.

## ૨ कच्छ प्रांत.

**સિમાઃ**—ઉત્તરે ને પૂર્વે રણ, દક્ષિણે કચ્છનું અખાત. પશ્ચિમે અરબી સમુદ્ર.

**પ્રગણાંઃ**—પાવર, મિઆણી, બન્ની, પચ્છમ, ખડિર, પ્રાંથળ, વાગડ, અંજાર ચોવિશી ભૂવડ ચોવિશી, હાલા ચાવિશી, કાંઠી, મોડાસા, અબડાસા, કંડ, ગરડો ને માક એ સોળ છે. એના આઠ જીલ્લા ઠરાવ્યા છે.

**નદીઓ**—એમાં જાણવા લાયક નદી નથી પણ નાગમથી, રૂકમાવતી અને ખારી નાંમે વહેળા છે, એઓમાં આખું વરસ પાણી રહે છે.

**પર્વતઃ**—કાળો, નનામો અને ધીણોધર.

**મોટાં શેહેર**—ભૂજ એ રાજધાની, તે સિવાય અંજાર, માંડવી, મુંદ્રા, લખપત, જખૌ, તુણા, બેલા, રૂઆ, રાપર, આધોઈ, (મોરબીનું) નળીઆ, કઠોરા, બચૌ, તેરા, સુમરીરોહા, ગઢડો,

કેરા, કંથકોટ, દૂધઈ, ભદ્રેસર.

કચ્છ સિવાય રાવના તાબામાં ઓખામાં કચ્છી ગઢ છે. અને વવાણીઆના બંદરો, મોરબીના ઝીંઝુવાડાના, કાઠિઆવાડના નવા નગરના અને સિંધના બરતા બંદરપર રાવનો હક પહોંચેછે.



## गुजरात प्रांत.

**સિમાઃ**—ઉત્તરે કચ્છનું રણ ને શીરોઈ; પૂર્વે માળવા, ખાનદેશ, સાતપુડો પર્વત; દક્ષિણે થાણા જિલ્લો તથા આરબી સમુદ્ર; પશ્ચિમે કચ્છનું અખાત અને અરબી સમુદ્ર છે.

**રાજધાનીઃ**—અસલની રાજધાની દ્વારકા, વલ્લભીપુર, પચાસર, પાટણ એ અનુક્રમે હતી. અને હાલની રાજધાની અમદાવાદ ગણાય છે.

**રહેવાશી તથા ભાષાઃ**—ગુજરાતી કહેવાય છે.

### १ सुरतजिल्लो.

**પ્રગણાંઃ**—પારડી, વલસાડ, ચીકલી, જલાલપોર, બારડોલી, માંડવી, ચોર્યાસી, ઓરપાડ.

**નદીઓઃ**—તાપી, કીમ, પુર્ણા, અંબિકા, દમણગંગા, મીંઢોળા.

**ડુંગરઃ**—પારનેરા અને ટુંગારની ટેકરી છે.

**મોટાં ગામઃ**—સુરત, પારડી, વલસાડ, ચીકલી, જલાલપોર, બારડોલી, માંડવી, ઓરપાડ, બગવાડા, કુંતા, ઉદવાડા, બહુધાન, રાંદેર, ઉમરસાડી, છરવાડા, દેહેગામ, અમલસાડ, કતારગામ.

**નીપજ:**—ડાંગર, જુવાર, રૂ, ઘઉં, કઠોળ, તથા બાજરી, દીવેલી, નાગલી, કોદરા, શેરડી અને કેળાં એ મુખ્ય છે.

## ૨ भरुच जिल्लो.

**પ્રગણાં:**—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, જંબુસર.

**નદીયો:**—નર્મદા, મહી, ઢાઢર, કીમ, ઉમરાવતી.

**મોટાં શેહેર:**—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, જંબુસર, શુકલતિર્થ, હાંસોટ, વિલાયત, કેરવાડા માતર, ટંકારીઆ.

બીજી હકીકત—શુકલતિર્થ નર્મદા નદીને કાંઠે જાત્રાનું ઠેકાણું છે તથા એની પાસે કબીર વડ છે.

**પેદાશ:**—જુવાર, ડાંગેર, બાજરી, તુવર, મગ, ઘઉં, તલ, વટાણા, ચણા, વાલ, દીવેલી, તમાકુ, ઇત્યાદી.

## ૩ खेडा जिल्लो.

**પ્રગણાં:**—કપડવંજ, ઠાસરા, નડીઆદ, મેમદાબાદ, માતર, આણંદ, બોરસદ.

**નદીઓ:**—મહી, વાત્રક, મેશ્વો, શેઢી, મોહોર, ખારી.

**મોટાંગામ:**—ખેડા, કપડવંજ, ઠાસરા, નડીઆદ, મેમદાબાદ, માતર, આણંદ, બોરસદ, આત્રસુંબા, કઠલાલ, મહુધા, ઉત્તરસંડા, ડાકોર, ઉમરેઠ, લસુંદ્રા, વડતાલ, નાપાડ, તોરણા, આંત્રોલી, અલીણા, કરમસદ, વાસદ.

**પેદાશ**—કોદ્રા, ડાંગેર, જુવાર, શેરડી, બાવટો, તે સિવાય બાજરી તથા તમાકુ ઘણીજ પાકે છે. અને તે પરદેશ ખાતે મોકલવામાં આવે છે.

બીજી હકીકત.—લસુંદ્રા ને આંત્રોલીમાં ઉનાપાણીના કુંડ છે. ડાકોરમાં રણછોડજીની મૂર્તિ ને ગોમતી તળાવ છે. વડતાલ એમાં સ્વામીનારાયણનું મોટું ધામછે.

## ૪ पंचमहाल.

**પંચમહાલ**—આગાઉ એમાં ગોધરા, હાલોલ, કાલોલ, ઝાલોદ ને દાહોદ એ પાંચ પ્રગણાં હતાં તે પરથી એ નામ પડયું છે, પ-રંતુ હાલમાં ઇંગ્રેજ સરકારે દાહોદ, સાથે ઝાલોદ અને કાલોલ સાથે હાલોલ જોડી દીધાં છે. તેથી હવે ત્રણ પ્રગણાં ગણાય છે ગોધરા, કાલોલ ને દાહોદ.

**નદી:**—મહી નદી એ જિલ્લાના પશ્ચિમ હદપર છે.

**પર્વત**—પાવાગઢ તે પર મહાકાળી માતાનું દેરૂં છે.

**મોટાં શેહેર**—ગોધરા, હાલોલ, કાલોલ, દાહોદ, ઝાલોદ, ચાંપાને-ર, વેજલપુર.

બીજી હકીકત--આ જીલ્લો આગળ સિંધિઆના તાબામાં હતો. તે વેળા માઠી દશામાં હતો, હાલ એને ઇંગ્રેજ સરકાર સુધારે છે.

**નીપજ**—ઘઉં, ડાંગેર, બાજરી, મકાઈ, ચણા, તલ અને મહુડાં પુષ્કળ પાકે છે.

## ૫ अमदावाद जिल्लो.

**પ્રગણાં**—પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, દસક્રોઈ, ધંધુકા, ઘોઘા, સાણંદ,

**નદીઓ:**—સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો, ખા-રી, બાદર, ગોમા.

**તળાવ:**—મુનસર, ગંગાસર, કાંકરીયું, મલેકશાબાર, ને નળસરોવર.

**મોટાંગામ:**—અમદાવાદ એ રાજધાની તે સિવાય પ્રાંતીજ, વીરમગાંમ, ધોળકા, ધંધુકા, ગોધા, સાણંદ, મોડાસા, પાટડી, માંડળ, કોઠ, વઉઠા, ધોલેરા, રાણપુર, બરવાળા, ગાંફ, ગાંગડ, બાવળા, ખસે, ગોધાવી, સર્ખેજ, ચોરવડોદ્રા, કાસંદ્રા.

**બીજી હકીકત.**—પાટડીમાં વડાગરૂં મીઠું થાય છે. તે આખા મુંબઈ ઇલાકામાં વખણાય છે.

વઉઠામાં કારતક સુદ પુનમે મેળો ભરાય છે. તેમજ ધંધુકા પ્રગણાના ભીમનાથમાં શ્રાવણ સુદ પુનમે મેળો ભરાય છે. રાણપુરમાં જુનો પડી ગયેલો કલ્લો છે.

**ઉપજ:**—બાજરી, જુવાર, ચણા, રૂ, ડાંગેર, થોડો તમાકુ, શેરડી, આદુ, ગળી, તલ, દીવેલી, છે. રૂ અને ધાન્ય મુંબાઈ ખાતે પુષ્કળ મોકલવામાં આવે છે.

કસબ, રેશમી ને સુતરાઉ કાપડ આસપાસના મુલકમાં જાય છે.

## ૬ काठिआवाड एजन्सि.

**સિમા:**—ઉત્તરે કચ્છનું અખાત તથા કચ્છનું રણ, પૂર્વ દિશાએ અમદાવાદ જિલ્લો તથા ખંભાતનું અખાત; દક્ષિણ તથા પશ્ચિમે અરબી સમુદ્ર છે.

### प्रांत अने तेनां मुख्य शेहेर.

૧ ઝાલવાડ—ધ્રાંગધ્રા. ૨ ગોહીલવાડ—ભાવનગર.

૩ ઉંડ સરવૈયા—ડાઠા. ૩ બાબરીઆવાડ—જાફરાબાદ.
૫ કાઠિઆવાડ—જસદણ. ૬ સોરઠ—જુનાગઢ
૭ બરડો—પોરબંદર. ૮ હાલાર—નવાનગર.
૯ મચ્છુકાંઠો—મોરબી ૧૦ ઓખામંડળ—દ્વારકાં.

ડુંગર—૧ ચોટીલાનો ડુંગર—એ ધ્રાંગધ્રાથી સરધાર અને જસદણ સુધી ગએલો છે.
૨ વાલગીર કે મોરધાર અને લાંબધાર એ ડુંગરા ગોહીલવાડમાં છે.
૩ શેત્રુંજો એ પાલીતાણા પાસે છે તેપર શ્રાવકનાં દેરાં છે.
૪ ગીર પર્વત એ સોરઠમાં છે.
૫ ગીરનાર એ જુનાગઢ પાસે છે તે આખા કાઠિઆવાડમાં સૌથી ઉંચો છે તેના પર શ્રાવકનાં દેરાં છે.
૬ બરડો પર્વત તે બરડામાં છે.

મોટી નદીઓ—૧ ભાદર, ૨ મચ્છુ, ૩ ઓઝાત, ૪ શેત્રુંજી, ૫ આજી તે સિવાય ફુલકુ, બાંભણ, માલણ, ધાતરવાડી, બગડ, સુકભાદર, ગોંડલી, રામાવતી, ઉંડ, ઘોડાધ્રોઈ વગેરે છે.

બંદર—ધોલેરા, ભાવનગર, ઘોઘા, તળાજા, મહુવા, જાફરાબાદ, નવુંબંદર, દીવબંદર, વેરાવળ, માંગરોળ, નવીબંદર, પોરબંદર, દ્વારકાં, સલાયા, જોડીઆ, વવાણીઆબંદર.

બેટ—બેટ, દીવ, પીરમ.

હવાખાવાની જગ્યા—બાલાચડી, ગોપનાથ.

જાત્રાનાં ઠેકાણાં—૧ દ્વારકાં એ રણછોડજીનું ધામ તાંછે

વૈષ્ણવ લોકો જાત્રા કરવા જાય છે. તે ગાયકવાડને તાબે છે ૨ ગોરનાર ૩ શેત્રુંજો. એ બંન્નેના ઉપર શ્રાવકનાં તથા વૈષ્ણવનાં દેરાં છે. ૪ પ્રભાસપાટણ. ૫ પ્રાચીતિર્થ ત્યાં શ્રીકૃષ્ણે દેહ છોડ્યો. ૬ ગઢડા. ૭ મુળી એ બંન્નેમાં સ્વામીનારાયણનાં ધામ છે.

**ફિરંગીનું ગામ**—દીવ.

**હબસીનું**—જાફરાબાદ.

**ગાયકવાડનો પંચમહાલ:**—અમરેલી, ધારી, દામનગર, કોડીનાર, અને શિયાનગર છે તેમજ ઓખામંડળપ્રાંત પણ ગાયકવાડને તાબે છે.

**રાજકીયન સ્ટેશન.** ઉત્તરમાં—વઢવાણ. દક્ષિણમાં—માણેકવાડા. પુર્વમાં—સોનગઢ. પશ્ચિમમાં રાજકોટ.

## वर्गवार तालुका अने तेना तावानां गाम.

વર્ગ **પહેલો.** જુનાગઢ ૮૯૦॥ જામનગર ૬૩૩॥ ભાવનગર ૫૪૨॥ ધ્રાંગધ્રા ૧૨૫॥ એ ચારે રાજ્યોને દિવાની તથા ફોજદારી કામમાં કુલ અખત્યાર છે.

વર્ગ ૨ જો. પાલીતાણા ૧૦૦॥ લીંબડી ૭૨॥ રાજકોટ ૬૦॥ ગોંડળ ૧૮૦॥ વાંકાનેર ૭૬॥ વઢવાણ ૩૧॥ મોરબી ૧૨૫॥ ધ્રોળ ૬૧॥ જાફરાબાદ ૧૨॥ એઓને દીવાની કામમાં કુલ અખત્યાર છે. તથા ફોજદારી કામમાં મરણની શિક્ષા પોલીટિકલ એજંટ સાહેબની મંજુરીથી કરી શકે.

વર્ગત્રીજો—વળા ૪૦॥ બાટવા ૫૨॥ સાયલા ૩૮॥ જસદણ ૬૧॥ પોરબંદર ૧૦૩॥ ચુડા ૧૩॥ લખતર ૪૨। થા

અને દીવાની કામમાં વીશ હજાર સુધી દાવા ચુકવવાનો તથા ફોજદારી કામમાં સાત વર્ષ કેદ તથા દશ હજાર રૂપિઆ સુધી દંડ કરવાનો અખ્ત્યાર છે.

**વર્ગચોથો.**—મુળી ૧૯॥ લાઠી ૮॥ વીરપુર ૧૨॥ બજાણા ૨૯॥ માળીઆ ૧૦॥ એ દીવાનીમાં દશ હજાર સુધીના દાવા ચુકવે અને ફોજદારીમાં ૩ વર્ષ કેદ તથા પાંચ હજાર રૂપીઆ સુધી દંડ કરે.

**વખાણાએલી વસ્તુ.**—લીંબડી—સૂડી. ધ્રાંગધ્રા. અને બડોના પથ્થર. થાન—માટોના વાસણ. ભોલ—ઘઉં. સાયલા-સૂડી સાવર કુંડલા—ઢોલીઆ. સિહોર, મોરબી—તાંબા પીતળનાં વાસણ. માળીઆ—કેરી. નવાનગર—કંકુ, બાંધણી, બંદુક. ગોંડળ—ગોળ.

## પ્રાંતવાર મોટાં ગામ.

**૧ ઝાલાવાડ.**—ધ્રાંગધરા, લીંબડી, વઢવાણ, લખતર, થાન સાયલા, ચુડા, બજાણા, હળવદ, સીયા, સિહાણી, મુળી, વાંકાનેર.

**૨ ગોહીલવાડ**—ભાવનગર, પાલીટાણા, વળા તળાજા, લાઠી. સિહોર, કુંડલા, મહુવા, ગઢડા, બોટાદ, લીંબડા, દામનગર ગારીઆધર.

**૩ ઉંડ સરવીઆ.**—ડાઠા, ગણધોળ, ચોક.

**૪ બાબરીઆવાડ.**—જાફરાબાદ, ડેડાણ, રાજુલા.

**કાઠીઆવાડ.**—જેતપુર, બગસરા, જસદણ, ચોતલ, બીલખા, ચોટીલું, સુદામડું, પાળીઆદ, તે સિવાય ગાયકવાડના તાબાનાં અમરેલી, ધારી વગેરે છે.

**૬ સોરઠપ્રાંત**—જુનાગઢ, બાટવા, અમરાપુર; કોડીનાર, વે-

રાવળ, પાટણ, માંગરોળ, ઉના, દીવ, દેલવાડા, ચોરવાડ, વંથળી, માળીયું, કુતીઆણું.

૭ બર્ડા.—પોરબંદર, નવીબંદર, માધવપુર, મીઆણી.

૮ હાલાર.—નવાનગર, ગોંડળ, રાજકોટ, ધ્રોળ, ધ્રાફા, જોડીઆ, આમરણ, ખંભાળીઆ, કાલાવડ, કંદોરણું, બાલાચડી, ચોરાજી, ઉપલેટા, સરપદડ, સરધાર. વીરપોર, બાજંભા, લાલપોર.

૯ મચ્છુકાંઠો.—મોરબી, માળીઆ, વવાણીઆ, ટંકારૂં.

૧૦ ઓખામંડળ.—દ્વારકાં, આરંભડું, ધીણકી, મઢી, રૂપેણ, પોશીતરૂં.

મુખ્ય શેહેર—રાજકોટ, એમાં પોલીટીકલ એજંટ સાહેબ રેહે છે.

લંબાઈ, પહોળાઈ. પૂર્વ પશ્ચિમ લંબાઈ ૨૦૦ મૈલ; અને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૧૭૫ મૈલ છે.

મુખ્ય નિકાશ.—કપાસ, બાજરી, જુવાર, ઘઉં; ચણા, અડદ, મઠ, મગ, ચોળા, તલ અને શેરડી એ મુખ્ય છે. આ ઇલાકામાં ઘણાં બંદર છે, ત્યાંથી રૂ, ઉન, અનાજ, ઘી, ગોળ, તલ, ઘોડા, ઢોર, વગેરે મુંબાઈ તથા બીજાં બંદરો ખાતે જાયછે.

## २ पालणपुर एजन्सि.

સંસ્થાન—પાલણપુર, રાધનપુર, વારાઈ, તેરવાડા, થરાદ અને મોરવાડા, વાવ, સુઇગામ, દેવદર, ચારચટ, તથા સાંતલપુર, ભાભર, કાંકેજ.

નદીઓ.—બનાસ, સરસ્વતિ, નીમરાખી.

પર્વત.—શિરોઈના પહાડ, અંબાજી, આરાસુર.

મોટાં ગામ—પાલણપુર, રાંધણપુર, ડીસા, વારઈ, થરાદ

મોરવાડા, વાવ, સુઇગામ, દેવદર, સાંતલપુર, કાંકેજ; સમી, મુંજપર, તેરવાડા, ભાભર.

પાલણપુર અને રાધણપુર એ મોટાં સંસ્થાન છે. પાલણપુરના રાજ કર્ત્તા દીવાન કહેવાય છે. અને રાધણપુરના નવાબ બાબી ઓલાદના છે. ડીસામાં ઇંગ્રેજ સરકારના લશ્કરની છાવણી છે.

**નિકાસ.**—બાજરી, જુવાર, ઘઉં, મગ, મઠ અને બીજું ધાન્ય. પાલણપુર એજન્સિમાં ડાંગર અને શેરડી પાકે છે. વારાઇ અને રાધણપુરમાં રૂ પેદા થાય છે; તે મુંબાઇ જાય છે.

## महिकांठा एजन्सि.

**પ્રગણાં**—નાની મારવાડ, રેવર, સાબર કાંઠો, વાત્રક કાંઠો, બાવીસી, કટોસણ.

**મુખ્ય સંસ્થાન**—૧ ઇડર, ૨ દાંતા અને માલપુર સંસ્થાનો. ૩ મોહનપુર, ૪ ભાલુસણા, સતલાસણ. ૫ માણસા. ૬ ઘોડાસર અને આમલીઆરા. ૭ વડાળી.

**નદીઓ**—સાબરમતી વાત્રક, હાથમતી, ખારી, મેશ્વો. માજુમ.

**મોટાં ગામ**—સાદરા, ઇડર, મોહન, માણસા, પેથાપુર, અહમદનગર, રણાસણ, વડાળી, દાંતા, વરસોડા, ઇલોલ, વાસણા, જોટાણા, કટોસણ, બાયડ, ચોયલા, ગાબટ.

**મુખ્ય નિકાસ**—બાજરી, જુવાર, બીજું ધાન્ય, તમાકુ, થોડુંક અફીણ અને રૂ છે.

આરાસુરનો પર્વત છે તેમાં અંબા ભવાનીનું દેરૂં છે. નવેંબર માસમાં શામળાજીનો અને ફેબ્રુઆરીમાં ખેડબ્રહ્માનો એ મેળા ભરાય છે.

## ૪ रेवाकाठा एजन्सि.

રેવા નદીની આસપાસનો મુલક તેથી રેવા કાંઠા નામ પડ્યું છે.

**સંસ્થાન**—રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, અને વાડાશિનોર.

**નદીઓ**—મહી, નર્મદા, પુનમ, ગોમા, ઢાઢર, વિશ્વામિત્રી, હેરણ, કરજણ, અને ઓર.

**પર્વત**—રાજપીંપળા.

**મોટાં ગામ**—નાંદોદ, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, વાડાશિનોર, નારૂકોટ, ભાદરવા.

**નિકાસ**—ઈમારતી લાકડાં, રૂ, જૂદી જૂદી જાતનું ધાન્ય.

## ૫ गायकवाड संस्थान.

આ રાજ્ય એક જથે નથી, પણ વિખરાતું છે. તેના મુખ્ય ભાગ વડોદરા વાળો, નોસારીવાળો, કડી પ્રગણું, કાઠિયાવાડમાં અમરેલી પંચમહાલ, ઓખામંડળ, વળી કેટલોક ભાગ સુરત જિલ્લા સાથે સેળભેળ થઈ ગયો છે.

**એ રાજ્યમાં આવેલી નદીઓ.**—સરસ્વતિ, વિશ્વામિત્રી, ઢાઢર, તાપી.

**મોટાંગામ.**—વડોદરા, એ રાજધાની તે સિવાય ડભોઈ, સંખેડા, ઈટોલા, વસો, પેતલાદ, બળેશ્વર, સોજીત્રા, નવસારી, ગણદેવી, કડી, પાટણ, સિદ્ધપુર, વડનગર, વિસનગર, મેસાણા, અમરેલી, કોડીનાર, દ્વારકાં.

## ૬ खंभात संस्थान.

મુખ્ય શેહેર ખંભાત એ મહી નદીને કાંઠે છે એમાં નવાબ સાહેબ રહે છે.

**મુખ્ય નદી**—મહી.

**પેદાશ**—બાજરી, જુવાર, ઘઉં, મીઠું, રૂ, ગળી, અફીણ. સુતરાઉ કાપડ શેતરંજી અને અકીકના જૂદાં જૂદાં રૂપ અં-બાતમાં બનાવે છે.

## ૭ पंचमहाल एजन्सि.

પંચમહાલમાં ગવર્નરનો એજંટ રહે છે; તેના તાબામાં ના-રૂકોટની નાની જમીનદારી છે.

વેપારની મુખ્ય જણસ ઈમારતી લાકડું છે.

## ૮ सुरत एजन्सि.

**સંસ્થાન**— ૧ સચીણ, ૨ વાંસદા, ૩ ધરમપુર અથવા રામનગર.

**નદીઓ**—કાવેરી, અંબીકા, દમણગંગા, ઔરંગા, ખરેરા, પાર, કોલક.

**મોટાં ગામ**—ધરમપુર, વાંસદા, સચીણ, લાચપુર, બીનાર, કાંબળા, વગેરે છે.

વાંસદા પ્રગણામાં દેવકી ઉનાઇનો કુંડ છે.

**નિકાસ**—ડાંગર, નાગલી, દાળ, તલ, ખાદી, મહુડાં, ઈ-મારતી લાકડાં વગેરે છે,

## उत्तर महाराष्ट्र.

**નદીઓ**—તાપી, ગોદાવરી, બીમા, કૃષ્ણા, સીના, નીરા, મૂળામૂઠા.

**પર્વત**—સંહ્યાદ્રી, સાતપુડો, ચાંદવાડ.

**શેહેર**—ધુળીઆ, માલેગામ, નંદુરબાર, એવલે, મનમાડ,

ભુશાવળ, નસીરાબાદ, નાશીક, ત્રિંબક, અહમદનગર, પુના, સતારા, મહાબળેશ્વરની ટેકરી, આસ્ટે, ખડકી, કોરેગામ, ચાળીસગામ, સોલાપુર, પંઢરપુર, જુન્નર, સીન્નર, પુરંદર, બારેસી, અકોલે, ખંડાળા, એ સિવાય દેશી રાજ્યના શેહેર નીચે મુજબ છે.

પંતસચીવ, ભોર, નીબાળકર, ફલટન, પ્રાંતપ્રતિનિધી, ઔંદ, ડફળે, જત, અકલકોટ, પેઠ.

**ભાષા**—મરાઠી તથા કાનડી છે.

**નિકાસ**—અનાજ, કઠોળ, રૂ, શેરડી, તમાકુ, ઇમારતી લાકડું, મહુડાં, મધ, લાખ ડાંગર, સણ, સુરોખાર.

## कोकण.

**નદી**—અંબા.

**પર્વત**—સંહ્યાદ્રી.

**મોટાં શેહેર**—મુંબાઈ, થાણા, અલીબાગ, રત્નાગીરી, કલ્યાણ, વાંદરા, વિંગોરલા, માહીમ, હરણાઈ, મરોડ, દેહેણું, આગાસી, વસઈ, કોલાબા, પનવેલ, વિજયદુર્ગ, જવારા, જંજીરા ને સાંવતવાડી. ભીમડી, રાજાપુર.

**નિકાસ**—ચોખા, નાગલી, ચણા, અડદ, ડાંગર, મીઠું, સાડીઓ, નાળિએર, સોપારી, હરડાં.

## दक्षिण महाराष्ट्र अने उत्तर कानडा.

**નદીઓ**—ભીમા, કૃષ્ણા, ઘટપ્રભા, મલપ્રભા, પંચ ગંગા.

**પર્વત**—સંહ્યાદ્રી.

**મોટાં શેહેર**—કલાદગી, વીજાપુર, બાગલકોટ, બેલગામ, ધારવાડ, વિશાળગઢ, કારવાડ, કુંપટા, હોનાવર, ગોવા, હુબલી, બંકાપુર, એ સિવાય દેશી રાજ્યના શેહેર નીચે મુજબ.

સાંગલી, જમખંડી, મીરજ, કુરૂંદવાડ, મુધોળ, રામદુર્ગ, બદામી, મંગળવાડા, શીરહતી, શાવનુર, કોલાપુર, કાગળ, બાવડા, ધ્રચળ કરંજી.

**નિકાસ**—જુવાર, ઘઉં, ચણા, રૂ, બાજરી, લાકડાં, ધાતુનો સામાન, કાપડ, તમાકુ, ડાંગર, દેશી જાડું કાપડ.

## શેહેર વર્ણન.

હૈદ્રાબાદ—એ સિંધ પ્રાંતની રાજધાની છે. એમાં સોનેરી ભરતનું કામ સારૂં થાય છે. આંહી મીર લોકની કબરો જોવા જોગ છે.

ઠઠા—એ ઘણુંજ અસલી શેહેર સિંધમાં છે અગાઉ તે મોટું શેહેર હતું પરંતુ હાલમાં પડી ભાગ્યું છે, તેથી વેપાર બરાબર ચાલતો નથી.

ઉમરકોટ—આ શેહેરમાં ઇ. સ. ૧૫૪૩ માં હિંદુસ્તાનનો પ્રખ્યાત અકબર બાદશાહ જન્મ્યો હતો.

કરાંચી—મુંબાઈ ઇલાકામાં ઘણું સારૂં ને મોટું બંદર છે. તેમાં વેપાર ઘણોજ ચાલે છે.

ભૂજ—એ કચ્છની રાજધાની છે. એમાં ભરતનું તથા સોના રૂપાનું કામ બહુ વખાણવા લાયક થાય છે. કચ્છનો પોલીટિકલ એજંટ આંહી રેહે છે.

દ્વારકાં—એ ગુજરાતની અગાઉની રાજધાની શ્રી કૃષ્ણે સ્થાપી હતી. હાલમાં તે જાત્રાનું ઠેકાણું છે, અને તે ગાયકવાડ સરકારને તાબે છે.

રાજકોટ—એ આજી નદી પર છે. ત્યાં ઇંગ્રેજી કાંપ છે.

કાઠિઆવાડનો પોલિટિકલ એજંટ અહીં રહે છે, તેથી તે આખા કાઠિઆવાડની રાજધાની ગણાય છે. એમાં રાજકુમાર કૉલેજ, ટ્રેનિંગ કૉલેજ, હાઇસ્કૂલ અને હુન્નરશાળા વગેરે છે.

**જુનાગઢ**—આ શેહેર ઘણું જૂનું છે, ને તે કાઠિઆવાડમાં પેહેલા વર્ગમાં ગણાય છે. એની પાસે ગીરનારનો પ્રખ્યાત ડુંગર છે.

**ભાવનગર**—એ કાઠિયાવાડમાં પેહેલા વર્ગનું સંસ્થાન છે, તેમજ આખા કાઠિઆવાડમાં ઉપજમાં અને સુધારામાં એ પેહેલે નંબરે છે અને તે સારૂં બંદર છે.

**અમદાવાદ**—એ અહમદશાહે ઈ. સ. ૧૪૧૨ માં વસાવ્યું તે ગુજરાતની રાજધાની છે, એમાં વેપાર ઠીક ચાલેછે. અહીં જુમા મસીદ, શાહીબાગ શાહઆલમનો રોજો, સ્વામીનારાયણનું મંદીર વગેરે ઘણા મકાનો જોવા લાયક છે. વળી હાઇસ્કૂલ, ટ્રેનિંગ કૉલેજ આર્ટસ કૉલેજ, મેડીકલસ્કૂલ, છાપખાંના અને બીજાં અનેક જાતનાં કારખાનાં છે.

**ખેડા**—વાત્રક ને શેઢી નદીના સંગમપર છે. અને તે ખેડા જીલ્લાનું મુખ્ય શહેર છે.

**ખંભાત**—મહી નદીપર ઘણુંજ જૂનું શહેર છે.

**ચાંપાનેર**—એનું અસલ નામ ચંપાવતી નગરી હતું. તે ઘણુંજ નામિચું શહેર હતું અગાઉ તેમાં પતઈ રાવળનું રાજ્ય હતું. હાલમાં તે તૂટી ગયું છે.

**વડોદરૂં**—તે ગાયકવાડ સરકારની રાજધાની વિશ્વામિત્રી નદીપર છે.

**ભરૂચ**—એ નર્મદા નદીને કાંઠે એજ જિલ્લાનું મુખ્ય બંદર છે. એ શહેર ઘણું જૂનું છે.

**સુરત**—તાપી નદીને કાંઠે મોટું બંદર છે. અગાઉ ત્યાં વેપાર પુષ્કળ ચાલતો; અહીં પહેલાં વલંદા તથા ઇંગ્રેજ લોકોએ વેપારની કોઠી નાખી હતી. આગ અને રેલથી હાલ તે ખરાબ હાલતમાં આવી ગયું છે.

**મુંબાઈ**—ઈ. સ. ૧૬૬૮ માં ફિરંગી પાસેથી ઇંગ્રેજોને કન્યાદાનમાં મળ્યું. એ મુંબાઈ ઈલાકાની રાજધાની અને ઘણું મોટું બંદર છે. ગવનર સાહેબ અહીં રહે છે. ઇનસાફ કરવાના મોટા મોટી કચેરી અહીં છે. મુંબાઈમાં ઘણી જાતના લોક વસે છે, અને વેપાર પણ ધમધોકાર ચાલે છે.

**ધુળીઆ**—એ પાંજરા નદીપર ખાનદેશની રાજધાનીનું મોટું શહેર છે.

**પુના**—મૂળામૂઠા નદીપર છે. અગાઉ તે પેશ્વાની રાજધાની હતી. હાલમાં તે ઇંગ્રેજ સરકારને તાબે છે અને મહારાષ્ટ્રની રાજધાની છે. અહીં લશ્કરી છાવણી તથા સંસ્કૃત પાઠશાળા છે.

**નાસીક**—ગોદાવરીના મૂળ પાસે હિંદુઓનું જાત્રાનું ઠેકાણું છે.

**અહમદનગર**—સીના નદી ઉપર છે. એ અગાઉ મુસલમાન રાજ્યની રાજધાની હતી. ઇતિહાસમાં પ્રખ્યાત થએલી બહાદુર ચાંદબીબી આ શહેરમાં થઈ ગઈ છે.

**સોલાપુર**—એ રેલવેલનું મોટું સ્ટેશન છે. બેલગામ, ધારવાડ, બારશી વગેરેનું રૂ અહીં આવેછે, તેથી રૂનું મોટું મથક થઈ પડ્યું છે. એમાં સાડી, ધોતીયાં વગેરે કાપડ સારૂં બને છે.

## નકશાની દિશાનું* કોષ્ટક.




*આ ઉપરથી દિશાની આખી સમજ આવશે.

## જમીનના ભાગની વ્યાખ્યા.

જેમાં ઘણા દેશ આવેલા હોય એવા જમીનના મોટા ભાગને ખંડ કહે છે.

જમીનનો જે ભાગ ચોતરફ પાણીથી વીંટાયલો હોય તેને **દ્વીપ**, બેટ કે ટાપુ કહે છે.

જમીનનો જે ભાગ ઘણી બાજુએ પાણીથી વિંટાયલો હોય તે છતાં એક બાજુએ જમીન સાથે સંધાએલો હોય તેને **દ્વીપકલ્પ** કહે છે.

બે બાજુએ પાણી હોય એવા જમીનનો જે સાંકડો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધે છે તેને **સંયોગી ભૂમિ** કહે છે.

જમીનની જે અણી લાંબી વધીને સમુદ્રમાં ગયેલી હોય તેને **ભૂશિર** કે **ભૂશલાકા** કહે છે. ઝીણી હોય તો **બિંદુ** કહે છે. ડુંગરો કે પર્વતોની વચ્ચેના નીચા પ્રદેશને ખીણ કહે છે.

પૃથ્વી ઉપર ઘણા ઊંચા, લાંબા અને પહોળા ટેકરા હોય છે તેને **પહાડ** કે **ડુંગર** કહે છે. એવા એવા ઘણા ટેકરા એક બીજા સાથે સંધાઈને ઘણા ગાઉ સુધી લાંબા ચાલ્યા ગયા હોય તેને પર્વત અને બહુ ઊંચા નહીં હોય તો તેને **ધાર** કહે છે.

## पाणीना भागनी व्याख्या.

પૃથ્વીના મોટા ભાગ ઉપર ફેલાયલો જે પાણીનો સમુદાય તેને **મહાસાગર** કહે છે.

જમીનને લગતો મહાસાગરનો જે મોટો ભાગ તે **સમુદ્ર, સાગર** કે **દરિયો** કહેવાય છે.

સમુદ્રનો જે ભાગ જમીનથી ઘણોખરો ઘેરાયલો હોય તેને **અખાત** કહે છે.

અખાતનું મોં પહોળું હોય તેને **ઉપસાગર** કહે છે.

પાણીના બે મોટા ભાગને, જે નાનો પાણીનો ભાગ સાંધે તે **સામુદ્રધુની** કહેવાય છે.

પાણીનો જે **ભાગ જમીનથી** ચોતરફ ઘેરાયલો હોય તેને **સરોવર** કહે છે.

પાણીનો જે **પ્રવાહ** પર્વતમાંથી અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જમીન પર થઈને સમુદ્ર કે સરોવરને મળે તેને **નદી**

કહે છે. જ્યાંથી નીકળે તે તેનું મૂળ અને જ્યાં મળે તે તેનું **મુખ** કહેવાય છે.

સમુદ્રનો સાંકડો પટ કે ભાગ જમીન ઉપર ધસી આવેલો હોય અથવા જમીનથી તેનું રક્ષણ થતું હોય તેને ખાડી કે **નળ** કહે છે.

એક દિશામાંથી બીજી દિશામાં જે નદીનું વહેવું તેને **નદીક્રમ** કહે છે.

અમુક ઊંચાણ પ્રદેશ જેની સામસામેની દિશામાંથી પાણીનું વહેવું થાય તેને **જળક્ષેપ પ્રદેશ** કહે છે.

જે સ્થળે નાની નદી મોટી નદીને મળે છે. તેને સંગમ કહે છે.

દરિઆનું પાણી વારા ફરતી ચડે છે અને ઉતરે છે તેને **ભરતી ઓટ** કહે છે.



## સારવાર ઈતિહાસના કોઠા.

### ચાવડાવંશ.

વનરાજ ૭૪૬—૮૦૬—૬૦
યોગરાજ ૮૦૬—૮૪૧—૩૫
ક્ષેમરાજ ૮૪૧—૮૬૬—૨૫
ભૂવડ ૮૬૬—૮૯૫—૨૯
વીરસિંહ ૮૯૫—૯૨૦—૨૫
રત્નાદિત્ય ૯૨૦—૯૩૫—૧૫
સામતસિંહ ૯૩૫—૯૪૨—૭
કુલ ૭૪૬—૯૪૨—૧૯૬

—○○—

### સોલંકી વંશ.

મૂળરાજ ૯૪૨—૯૯૭—૫૫
ચામુંડ ૯૯૭—૧૦૧૦—૧૩
વલ્લભ ૧૦૧૦—૧૦૧૦—૦
દુર્લભ ૧૦૧૦—૧૦૨૨—૧૨
ભીમદેવ ૧૦૨૨—૧૦૭૨—૫૦
કરણ ૧૦૭૨—૧૦૯૪—૨૨
સિદ્ધરાજ ૧૦૯૪—૧૧૪૩—૪૯
કુમારપાળ ૧૧૪૩—૧૧૭૪—૩૧
અજેપાળ ૧૧૭૪—૧૧૭૭—૩
બાળમૂળરાજ ૧૧૭૭—૧૧૭૯—૨
ભોળોભીમદેવ ૧૧૭૯—૧૨૪૨—૬૩
ત્રિભૂવનપાળ ૧૨૪૨—૧૨૪૪—૨
કુલ ૯૪૨—૧૨૪૪—૩૦૨

### વાઘેલા વંશ.

વિશળદેવ ૧૨૪૪—૧૨૬૨—૧૮
અર્જુનદેવ ૧૨૬૨—૧૨૭૫—૧૩
સારંગદેવ ૧૨૭૫—૧૨૭૯—૪
કરણઘેલો ૧૨૭૯—૧૩૦૪—૨૫

કુલ ૧૨૪૪—૧૩૦૪—૬૦

## ચાવડા વંશ.

### ૧ જ્યશિખરી.

વિ૦ સ૦ ૬૯૬ માં પંચાસર નગરમાં જ્યશીખરી ચાવડો રાજ કરતો હતો.

એની કીર્તિ તથા ગુજરાતની આબાદીની વાત સાંભળી કનોજ દેશના કલ્યાણી નગરના બળવાન રાજા ભૂવડ ગુજરાત જીતવાને પોતાના સેનાપતિ મીરને લશ્કર આપી મોકલ્યો. પણ તેને જ્યશિખરીના સેનાપતિ સુરપાળે હરાવી પાછો કાઢ્યો.

ત્યાર પછી ભુવડ પંડે ચડી આવ્યો. બાવન દિવસ ઘેરો રહ્યો. બારે લડાઈઓ થઈ. તેમાં બન્ને તરફના હજારો લડવૈયા માર્યા ગયા. અંતે જ્યશિખરી મરાયાથી પંચાસર ભૂવડને હાથ ગયું. અને તેનો અમલ ગુજરાતમાં થયો.

### ૨ વનરાજ.

જ્યશિખરી ચાવડાએ અંતની વખતે પોતાના રાણી રૂપસુંદરી ભારેવાઇ હોવાથી પોતાના સાળા સૂરપાળ જોડે વનમાં મોકલી દીધી હતી.

સુરપાળ પાછો આવ્યો ત્યારે જયશિખરીની મરણની વાત સાંભળી સોરઠના ડુંગરામાં નાશી ગયો.

વનમાં એક ભીલડીએ રૂપસુંદરીની બરદાશ કરી. વૈશાખી પુનમે રાણીને કુંવર સાંપડ્યો. તે વનમાં અવતર્યા માટે તેનું નામ વનરાજ પાડ્યું.

વનરાજ છ માસનો થયો એવામાં શિળગુણસુરી નામનો જતિ તેમને મળ્યો. તે વનરાજને તથા રૂપસુંદરીને પોતાને અપાસરે તેડી ગયો. ત્યાં વનરાજ ઉછર્યો.

એકવાર ભૂવડની કુંવરી મીનળદેવીના માણસ ગુજરાતની ખંડણી ઉઘરાવી પુષ્કળ ધન, ઘોડા, વગેરે લેઈ જતા હતા, તેમના ઉપર હુમલો કરી વનરાજે સર્વે પડાવી લીધું, ને તે વડે સરસ્વતી નદીને કાંઠે ઈ૦ સ૦ ૭૪૬ માં અણહિલપુર પાટણ બંધાવી ત્યાં પોતાની રાજધાની કરી.

અણહિલ નામે ભરવાડે વગડામાં માર્ગ અને સંતાઈ જવાની જગ્યાઓ બતાવી હતી તેટલા માટે રાજધાનીનું નામ અણહિલપુર પાટણ પાડ્યું.

શ્રી દેવી નામે વાણિઅણે પરોણા ચાકરી કરી હતી તેને હાથે તીલક કરાવ્યું.

ચાંપો નામે વાણિઓ વગડામાં કારભારી થયો હતો, તેને મોટો કારભારી બનાવ્યો. એ કારભારીએ ચાંપાનેર શેહેર વસાવ્યું હતું,

## ૩ યોગરાજ.

એ રાજા પણ એના બાપ વનરાજના જેવો પરાક્રમી હતો. એણે રાજમાં તથા ઉપજમાં વધારો કર્યો.

લડાઈમાં ચતુર અને શૂરો હતો. તીર મારવાનું કામ સારૂં જાણતો અને સારૂં ભણેલો હતો, એણે એક ગ્રંથ પણ રચ્યો હતો.

એના પછી એનો દીકરો ક્ષેમરાજ ગાદીએ બેઠો.

## ક્ષેમરાજ.

એણે રાજનો વિસ્તાર ને દેશની દોલત વધારી. એના પછી જે ત્રણ રાજા થયા તેમના સમયમાં કાંઈ જાણવા જેવી બીના બની નથી. ૮૪૨—૮૬૬—૨૪

## ભુવડપીથુ.

એના વખતમાં કાંઈ બીના બની નથી. ૮૬૬—૮૯૫—૨૯

## બીરસીંહ.

એના વખતમાં કાંઈ બીના બની નથી.

## રત્નાદીત્ય. ૬૨૦—૬૩૫—૧૫

એ રાજા પોતાનું વચન પાળનાર સાચો શુરો અને અંગે બળવાન હતો. વળી લુચ્ચા ચોર ઠગારા વગેરે દુષ્ટ માણસોને દેશમાંથી કાઢી મૂકી પ્રજાને ઘણું સુખ આપ્યું. એના સારા લક્ષણોથી આ રાજા વખણાયો છે.

## સામતસીંહ.

એ નબળોને દુર્ગુણી હતો. વનરાજના નરવંશમાં એ છેલો રાજા થયો. એ દારૂડીઓ હતો. તેણે દારૂના નીસામાં તેની બેન લીલાદેવીના કુંવર મુળરાજ રાજ આપેલ તે ભાન આવ્યા પછી પાછું માગ્યું. તેથી મુળરાજે તેને તથા સર્વ મોસાળીઆને મારી સોલંકી વંશની ગાદી કરી.

૬૩૫—૬૪૨—૭ આ રીતે ચાવડા વંશનું રાજ ટુટી સોલંકી વંશમાં થયું.



